.ય

હૃદય

ઉ ..... છે કે આનો

સપ્રેમ સ્વીકાર થશે.

એજ લી. દાસાનુંદાસ

**દાસ કનૈયો ઉર્ફે (નાથાલાલના**

જયપ્રભુ વંદન.

ૐ તત્સત

---

આ ચોપડી શ્રી સરસ્વતી પ્રીન્ટીંગ વર્કસમાં નંદલાલ ચુનીલાલ

બોડીવાળાએ છાપી.

ઠે. શ્રી સેન્ટ્રલ બેન્ક બીલ્ડીંગ રીચીરોડ—અમદાવાદ.




# જમાનાનો ઝેરી રંગ

અને

# હિન્દ દેવીનો પોકાર

## દેવને પણ દુર્લભ

છાપો

અર્પણ કીધી દેહ, હિન્દ માતાને માટે
" " " દેશ બંધુના માટે
" " " લ્હાવ સેવાના લેવા
" " " દીનને સુખડાં દેવા
જન્મ ધરી ભારત કૂખે, સુકૃત્ય આવાં જે કરે
કહે કનૈયો સ્વર્ગમાં દેવો પણ પાછળ ફરે

# કુધારા છોડો

## ગજલ

અરે ઓ હિન્દના વાસી, નયન ખોલી જરા ન્યાળો,
કુધારા કાઢજો નહિતો, તમારી પાયમાલી છે.
ભણીને પારકી ભાષા, કુરીતને માન આપો છો,
સ્વધર્મો છોડવા માંહી, તમારી પાયમાલી છે.
કરીને સંગ સાહેબનો, ગજબ ઘર માંહી ઘાલો છો,
જરૂર જાણો કે ફેશનમાં, તમારી પાયમાલી છે.
રળી પુંજી પિતાજીની, ઉડાવી મોજ મારો છો,
ખુશામતીઆ ખવાસોમાં, તમારી પાયમાલી છે.
ઉડાવી માલને મિલ્કત, ઘણી લ્હેરો તમે લ્યો છો,
નીચું જોઈ તમે ચાલો, તમારી પાયમાલી છે.
મળે જો પાંચ મહીને તો, પચીસનું જોર મારો છો,
અરે આવી કુટેવોમાં, તમારી પાયમાલી છે.
કનૈયો વિનવે તમને, કુધારાને તમે કાઢો,
અગર જો માનશો નહિ તો, તમારી પાયમાલી છે.

# હિન્દમાં લુંટાતી લક્ષ્મી

( રાગ દુનીયા તણા દિવાના )

દેશી નિહાળો મારા, લક્ષ્મી લુંટાઇ ચાલી
પાંખો વિનાએ જાયે, કોઇ શકે ન ઝાલી. ટેક

જોઇ ન્હતી જે ઘડીઓ, તેતો હવેથી આવી,
પરદેશીની ઝપટમાં, લક્ષ્મી લુંટાઇ ચાલી....દેશી....

જુનો ગયો જમાનો, ફેશન કુધારો આવ્યાં,
એના ગુલામ થાતાં, લક્ષ્મી લુંટાઈ ચાલી....દેશી...

ખર્ચા બહુ વધાર્યા, આવક ઘણી છે ઓછી,
કપડાં અને લતામાં, લક્ષ્મી લુંટાઇ ચાલી....દેશી....

ફેશન તણા દિવાના, ભપકો કરે છે ભારી,
ભપકા મહી ફસાતાં, લક્ષ્મી લુંટાઇ ચાલી....દેશી....

ખમીસ કોટ વાસ્કુટ, પાટલુન હેટ સુહાવે,
હેન્ડ વોચ છત્રી ધરતાં, લક્ષ્મી લુંટાઇ ચાલી....દેશી....

જ્યારે બજાર જાવે, હોટલ અગાડી આવે,
ચાહ ગાંઠીયા મંગાવે, લક્ષ્મી લુંટાઈ ચાલી....દેશી....

લ્હેજત લઇને ત્યાંથી, પીઠા મહિ પધારે,
બ્રાન્ડી પી બને દીવાના, લક્ષ્મી લુંટાઇ ચાલી...દેશી...

નિશો કરી લથડતા, વિષ્ટા મહીં એ પડતા,
આવાં બુરાં વ્યસનમાં, લક્ષ્મી લુંટાઈ ચાલી....દેશી...
કહે કનૈયો એવું, સમજી વિચારી લેવું,
જાગો અરે ઓ હિન્દી, લક્ષ્મી લુંટાઇ ચાલી...દેશી....

## કુદરતનો કોપ શાથી છે ?

ગજલ

અરે ઓ હિન્દના વાસી, નિહાળો હિન્દને શાણ
પુકારે સર્વ સંગાથી, હરી કોપ શાથી છે ?
પ્રથમના યુગમાં સરવે, સુખી કેવા હતા કહોને ?
સુખો એ ક્યાં ગયાં નાશી, હરીનો કોપ શાથી છે ?
થતી વૃષ્ટી બહુ સારી, પકવતા પાક ખેડૂતો
દુકાળો કેમ અત્યારે, હરીનો કોપ શાથી છે ?
હતાં આ પ્રાણીઓ પ્હેલાં, સુખીને ત્રાસ ના જરીએ
ઉડી એ ક્યાં ગયા દા'ડા, હરીનો કોપ શાથી છે ?
નિતીને જ્ઞાન-વિજ્ઞાનો, હતાં કેવાં મહાભાવી ?
કનૈયા ક્યાં ગયાં ચાલી, હરીનો કોપ શાથી છે ?

# કુદરતના કોપનું કારણ

## ગજલ

અરે સંતાન ભારતનાં ન દેશો દોષ કુદરતને
અસલ છોડી નકલ ઝાલ્યું, હરીનો કોપ એથી છે.
સુબુદ્ધિ સાવ બદલાણી,
નિતી પર ફેરવ્યું પાણી,
કરી જીંદગાની ધૂળધાણી, હરીનો કોપ એથી છે.
પરાયા ધર્મમાં પેઠા,
સ્વધર્મો હારીને બેઠા,
ન છાજે તે કરો નેઠા, હરીનો કોપ એથી છે.
કતલ પડકમને કીધાં,
નકલને માન ખુબ દીધાં.
પીઠાનાં પાણી ખૂબ પીધાં હરીનો કોપ એથી છે.
શિખામણ ના રૂદે ધરતા,
ન કરવાનાં તમે કરતા,
હરીથી ના જરી ડરતા, હરીનો કોપ એથી છે.
ઘણું કહેવું સુબુધ જનને,
ન છાજે વાત એ અમને,
કનૈયો વિનવે તમને, હરીનો કોપ એથી છે.



# સ્ત્રીની સત્તા

( રાગ દુનીયા તણા દીવાના )

દેશી નિહાળો મારા, નરશી કરે ગુલામી
નકટો અને નફ્ટ જે, ભરતો સ્ત્રીને સલામી. ટેક
મરજી મુજબ એ ચાલે, નખરાળી એ કુનારી,
મસ્તાન થઇને મ્હાલે, સત્તા બજાવે સારી. દેશી...
દીન કંથજીની પાસે, પાણી પ્રીયા ભરાવે,
પોતે ફરે રૂઆબે, કામો બધાં કરાવે. દેશી...
પ્હેરે જરીની સાડી, ચોળી અસલ મંગાવી,
મનમાની મોજ મારે, બુલબુલ બહુજ ફાવી. દેશી...
ફરવા બજારે જાયે, મન કહે તે વોરી લાવે,
આવકથી ખર્ચ બમણો, માથે કરજ કરાવે. દેશી....
જ્યારે જતી બગીચે, પરનર નયનથી મારે,
કાપી ઘણાના દીલને, મગરૂબી ખૂબ ધારે. દેશી....
નાટક અને સીનેમા, નીત નીત્ય જોવા જાતી,
ચાલે ન ધણી કહ્યામાં, તો તે તુરત રીસાતી. દેશી....
કાઢી અનેક બાનાં, ધણીને ઘણું બકાવે,
કરતી કુકર્મ છાનાં, બહુ પ્રેમ એ બતાવે. દેશી...
રમતી વિલાસ રંગે, પરવા ન પીયુની ધારે,
મહારાજ ઘાટી સંગે, માનુની મોજ મારે. દેશી....
કહે કનૈયો સૌને, કુલટાની ફાંસ તોડો,
નકલીનું નામ છોડી, અસલી મહી મન જોડો. દેશી....

# ચેતવણી

( રાગ ખુને જીગરકો )

ચેતીને સરવે ચાલોરે, ઓ શોખીલા જુવાન
અસલા મારગને ઝાલોરે, ,, ,, ,, ટેક

ફેશનમાં સરવે જાશે,
લક્ષ્મી સઘળી લુંટાશે,
દારૂણ દુઃખ દેવું થાશેરે, ઓ શોખીલા જુવાન

પરદેશી માલ મંગાવી,
ફેશનની કિર્તી જગાવી,
અસલી રૂઢીઓને ગુમાવીરે, ઓ શોખીલા જુવાન

ખર્ચા ખોટા ખૂબ કીધા,
દેવાએ દાટી દીધા,
ત્હોયે ચાલો નહિ સીધારે, ઓ શોખીલા જુવાન

ચેતન જન સુખીયાં થાશે,
ભવભવનાં દુઃખડાં જાશે,
મૂરખજન ખત્તા ખાશેરે, ઓ શોખીલા જુવાન

કહે છે કનૈયો એવું,
સાચું સમજી આ લેવું,
પડશે નહિ સંકટ સ્હેવુંરે, ઓ શોખીલા જુવાન



# તોફાન.

## ( રાગ હરીગીત )

હે દેશી બંધુઓ સુણો, આ હિન્દ તોફાને ચઢયું,
વંટોળની વાચી ઝડી, ત્હોયે નીચું એ ના પડયું.
નિજધર્મ ફરજો છોડીને, પરધર્મમાં સરવે વળ્યા,
શુદ્ધ જ્ઞાન ભક્તિ ભૂલીને, જુઠ પંથમાં જઇને ભળ્યા.
પૈસો નદે પરમાર્થમાં, અવળા કરે ખર્ચો ઘણા,
મન માગતું આવી મળ્યું, કહોને પછી શી રહી મણા.
બીજાની ચઢતી જોઇને, સૌ પાડવા તેને ચહે,
ભુંડાનું પણ કરવું ભલું, આ વાત ઉરમાં ના લહે,
હે ભાઈ આ સંસારમાં, સૌ સ્વાર્થમાં મોહી રહ્યું,
પરમાર્થ શોધ્યું ના મળે, સત્ ધર્મનું નામજ ગયું.
જાણી બુઝીને જગત આ, જોખમ મહી આવી પડે,
ત્યાં દોષ કોનો કાઢવો, સૌનું કર્યું સૌને નડે.
કહે છે કનૈયો સાંભળો, આ વાત કહું છું હિતની,
સમજી જતાં થાશો સુખી, આ વાત નહિ બે રીતની.

# હિન્દ માતાએ ફેશનને આપેલો તિરસ્કાર

## ( રાગ હરીગીત )

વાડી અહા મમ દેશની, રળીયામણી રૂડી હતી,
પુષ્પો ખીલેલાં બહુ રૂડાં, આનંદની વૃષ્ટી થતી
ગર્જાવતાં મમં વાડીને, પુષ્પો શુશોભીત સ્હેલથી,
દૂર દેશનાં માનવ સહુ, નિહાળતાં બહુ પ્રેમથી.
કિર્તી ગવાતી વિશ્વમાં, સૌ દેશને થથરાવતી,
ઇન્દ્ર જેવા રાજવીનાં, મન બહુ લોભાવતી.
સ્વર્ગના દેવો સહુ, ઉચ્ચારતા જય ભારતી,
દિવ્ય કૂખ તારી અહા, દીપાવતા તુંજ બાળ કૈ.
ભંડાર પણ ભરપુર હતો, કુબેર ઝાંખો થઇ જતો,
અનહદ ખજાને ગર્જતો, શશી સૂર્ય જ્યાં શિરપર હતો.
આનંદની અવધી અહા, મમ દેશની પુરી થઇ,
વાડી ખીલેલી વિશ્વમાં, તે હાય કરમાઇ ગઇ.
પરદેશીના સહેવાસમાં, ફેશન અહીં આવી ચ્હડી,
ફેશન અહા ફેશન ત્હેં, આ દેશને લીધો ગળી.

રાક્ષસ સમી ફેશન અરે, તું રાક્ષસોના દેશની,
ચંડાલણી તું પાપીણી, મમ રૂધીરની તરસી થઇ.
વૈર ત્હેં પુરૂ લીધું, કંગાલ ભારતને કીધો,
ત્હોયે હજુ ના છોડતી, ત્હેં દાવ આ પુરો લીધો.
અંગથી તું ઉજળી, અંતર મહી મેલી સદા,
મનડાં બહુ લોભાવતી, નખરાળી તું છે નાયકા.
સંતાન મમ ભારત તણાં, તુંજ ઇશ્કની સંગે ચઢયાં,
સ્વધર્મને છોડી દઇ, તુંજ સંગમાં આવી ફસ્યાં.
ભપકો નિહાળી તાહરો, ભારત સહુ મોહી ગયા,
અંતર વિચાર્યું ના કશું, કે ડાકીણી આ છે બલા,
પૈસો કમાયે એક તો, તેથી ડબલ તું માગતી,
અનીતીના પંથ પર, ડેરી સદા તું રાખતી.
દેવાતણા ડુંગર કર્યા, પેદાશમાં પાણા કીધા,
ગૌરવ હરી પામર જનોનાં, પ્રાણ બહુ જનના લીધા.
જા દૂર થા જા દૂર થા, ફેશન તું તો કંગાલ છે,
તુંજ સંગમાં આવી ફસ્યા, તે જન સદા બેહાલ છે.

# હિન્દ માતાનો પોકાર

## ગઝલ.

ઉઠો સંતાન ભારતનાં, સુતાં શું સોડ તાણીને,
લુંટાયે દેશ આ સરવે, નયન ખોલી નિહાળોને.
ઉઘેથી શીદ ઘેરાણા,
નિહાળો ભારતી માતા,
પ્રથમ જય શબ્દ ઉચરાતા નયન ખોલી નિહાળોને.
અહા શ્રી રામને રાવણ,
વળી પાંડવ અને કૌરવ,
સિકંદર સીંહને અકબર, નયન ખોલી નિહાળોને.
પ્રભુ શ્રી કૃષ્ણ સુદામા,
સુધન્વા મોરૂધ્વજ શિબી,
ઋષિ વાલ્મીકી દુર્વાસા, નયન ખોલી નિહાળોને.
શુરો પરતાપ ભામાશા,
ભરથરી ભીષ્મ ને વિક્રમ,
થયા સૌ ભાર્ત ભુમીમાં, નયન ખોલી નિહાળોને.
દીપાવી કુખ માતાની,
ગજવતા ભાર્તને પ્રેમે,
અહા આ ભાર્ત તેની તે, નયન ખોલી નિહાળોને.
થયાં સંતાન દુર્ભાગી,
લજાવી કુખ માતાની,
અહી ફેશન થયા પાજી, નયન ખોલી નિહાળોને.

ગુમાવ્યો ધર્મ ફેશનમાં,
ખિજાવ્યા ઇષ્ટ દેવોને,
થયો છે કોપ તેનો આ, નયન ખોલી નિહાળોને.
તજો આ કારમી ફેશન,
કીધો કંગાલ ભારતને,
કનૈયો વિનવે પ્યારા, નયન ખોલી નિહાળોને.

## ભારતવાસી જાગો.

( રાગ હું છું નાનકડી નાજુક નાર )

જાગો જાગો એ ભારતનાં સંતાન. ( ૨ )
શાને બનો છો કંગાલરે,
કુહાડી ધારી કર મહી.
છોડો છોડો પરદેશનાં તાન. ( ૨ )
એમાં મળે નહિ સારરે,
કુહાડી ધારી કર મહી.
રાક્ષી ફેશન એ કુહાડી જાણ્યુ. ( ૨ )
એનાથી હિન્દ આ હણાયરે,
કુહાડી ધારી કર મહી.
છોડી દો છોડી દો ફેશન એ નાર. ( ૨ )
એથી આ ઉતપાત થાયરે,

કુહાડી ધારી કર મહી.
બચાવો બચાવો ભારતી માત. (૨)
કરે સંતાનને પોકારરે,
કુહાડી ધારી કર મહી.
તજો તજો હેટ પાટલૂન સાર (૨)
રાક્ષસણીને ઉતારરે,
કુહાડી ધારી કર મહી.
દીપાવો દીપાવો ભારતી માત (૨)
વિદેશીની કાઢી રીતરે,
કુહાડી ધારી કર મહી.
ગજાવો ગજાવો ભારતી માત,
કહે છે કનૈયાલાલરે,
કુહાડી ધારી કર મહી.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## જમાનાનો ઝેરી રંગ અને હિન્દ દેવીનો પોકાર"



તૈયાર છે તૈયા

# "મનના તરંગ"

કર્તા શ્રી શંકર મહારાજ

જેની અંદર નીતી ભક્તિ અને જ્ઞાનથી ભ ગજલો, ગરબીઓ, તથા આધ્યાત્મિક ભજનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. એકજવાર વાંચવાથી ફરઘડી એજ વાંચવાને લલચાય છે. નીચે મુકવાનું તો જરાપણ દીલ નથી. કાચું પુઠું ઉત્તમ ગ્લેઝ કાગળ પૃષ્ઠ કિમ્મત માત્ર ૦-૮-૦ પોષ્ટ ખર્ચ જુદુ.

નીચેના સિરનામેથી તરતજ મંગાવો કારણ કે નકલો થોડીજ રહી છે.

સરનામું શેઠ માણેકલાલ લલ્લુ

ઠે. કોઠારીવાડે

મુ. કડી વાયા

(ઉત્તર ગુજરા